મનમાં લગાર પણ શોક થયો નહીં; તે ભગવાનનુંજ ધ્યાંન કરવા લાગી. આ પ્રમાણે ધ્યાંન કરવાથી થોડા કાળમાં સુલોચના પોતાના રાજ્યવૈભવો ઉપર ઉદાસ થઇ ગઇ અને ધ્યાંન કરવા યોગ્ય જે ભગવાંનનું આત્મસ્વરૂપ, સર્વવ્યાપક, સ્વાનુભવવડે માયાના ગુણના સંબંધ રહિત એવા પરમાત્માનું ભક્તિના પ્રવાહ વડે, બળવાન વૈરાગ્ય વડે, યોગ્ય અહાર વિહાર કરવાથી બ્રહ્મપણું આપનારાં જ્ઞાન વડે તથા શુદ્ધ મન વડે ધ્યાંન કરવા લાગી.

સુલોચનાની ધ્યાંનના પ્રભાવે સર્વ જીવના આશ્રય રૂપ ભગવાંન પરબ્રહ્મ વિષે સ્થિર બુદ્ધિ થઇ. તેનું જીવપણું તથા સર્વ કલેશો નાશ પામ્યા; અને જીવન મુક્તિનું સુખ મળ્યું. તેની સમાધિ નિત્ય અવિચ્છિન્ન ચાલવા લાગી; જેથી તેના મનની વૃત્તિ બ્રહ્માકાર થવાથી તેની દેહાદિકની ભ્રાંતી નાશ પામી, અને વખતે પોતાના દેહને વિસરી ગઈ. તેનું મન ભગવાંનમાંજ લીન થયેલું જેથી તેને તેના દેહનું પણ ભાંન રહેતું નહીં. હે શિષ્યો ! આ પ્રમાણે માધવે કહેલા જ્ઞાન માર્ગદ્વારા સુલોચના નિત્ય મુક્ત પરમાત્મા ભગવાન બ્રહ્મને પ્રાપ્ત થઇ. તો તમો પણ તે પ્રમાણે વર્તો કે તમારી પણ તેવી ગતિ થાય. હે શિષ્યો ! હવે હું તમોને તેના વંશનો તથા માધવની બીજી સ્ત્રી મણીલક્ષ્મીની શી સ્થિતિ થઈ વિગેરે નિશ્ચિંત થઇ કહીશ. હાલમાં સમય વ્યતિત થઇ ગયો છે માટે સર્વ પોત પોતાના કાર્ય કરવા આશ્રમે જાઓ.

અપૂર્ણ.